

# સદુપયોગ.

લખી છપાવી પ્રસીદ્ધ કરનાર.

મહંત ગણુપતગીર ફકીરગીર.

મુ૦ ભીમનાથ.



સવત ૧૯૭૦   સન ૧૯૧૪

સુરત.

ભાગાતલાવ રોડ ઉપર આવેલા ધી "શંકર" પ્રીન્ટીંગ
પ્રેસમા રતિલાલ દુર્લભદાસે છાપ્યુ.



॥ શ્રી પરમાત્માને નમઃ ॥

# પ્રસ્તાવના.

મારા મહેરબાન સાહેબો, સુજ્ઞ બંધુઓ અને બધુઓ અને સુશીલ બ્હેનો આ એક લઘુ પુસ્તક હું મારી ટુંક બુદ્ધિથી આપની દ્રષ્ટિ નીચે મુકુ છુ તો એને અનુમોદન આપી, સ્વીકાર કરી, ભુલચુક હોય તે સુધારી આપની સેવામા દાખલ કરશો.

આ એક અસાર સંસારમા ઘણાજ પ્રપંચ, તથા ધર્મનુ ખંડન થાય છે, તેથી કરીને તેનો અટકાવ થાય તેટલા માટેજ માણસોનુ મન એકાગ્ર થઇને એકાગ્રતાને પામીને એકજ નિશ્ચય ઉપર આવે એજ કારણથી પુસ્તક રચવાની આવશ્યકતા જણાઈ તેથી કરીને પુસ્તક રચવામાં આવ્યું છે તો આનો જેમ બને તેમ સદુપયોગ થાય એમ અમો આશા રાખીને કામનો આરંભ કરીએ છીએ.

સદરહુ પુસ્તકનું નામ "સદુપયોગ" રાખવામાં આવ્યું છે એજ

આપનો તેમજ સર્વનો હિતચિંતક.
મહંત ગણપતગીર ફકીરગીર.
શિવનો સદાનો તાબેદાર સેવક

॥ श्री. ॥



## श्री. गीति.

प्रारंभे द्वितिय हस्ताऽरंभे स्तवनें श्री गणपाति देवा ।
निशादिन स्तवन शंकरस्य हनुमंता त्वम हरनीशं बलवंता ॥



सर्वः देवी नमस्ते सर्व देवो ममो नमोस्तुते ।
कष्ट हरम् मम देवा पार्द पनाति त्वम शरणम बाकः ॥



॥ શ્રી. ॥

# પ્રારંભ સ્તુતિ.



## રાગ ભૈરવ.

નમામિ શ્રી ગણપતિ ગજાનન દેવા.
દેવમાં પહેલી પૂજા થાયે વિઘ્ન હરે મમ દેવા ટેક
એક દંત દયાવત દેહ ઉજ્વલં ચાર ભુજધારી
મુગટ પિતાંબર આભુષણ સિંદુર શોભે
સિદ્ધી બુદ્ધિ નરી નમામિ.
ઉંદર વાહન તણા ભોકતા પ્રિય મોદિક આહારી.
એવા ગણપતિ ગજાનનને પૂજે દેવ મોરારી
નમામિ શ્રી ગણપતિ ગજાનન દેવા.

( ૨ )

## સિંહાનો કનરો.

ભિમેશ્વર તમથી નથીરે જુદાઇ.
શિવ દર્શન થકી સુખ પામુ હું આંહિ ટેક.
સરિતા તાપી ત્રટે સ્થાન છે ભારી,
અદ્ભુત આણ મહાત્મા જયકારી. શિવ.
ભકિત મુકિત દીયો વરદાતા,
વાંછના સર્વની ફળીભૂત કરતા.

એવા ભિમેશ્વર તમથી નથીરે જુદાઈ,
શિવ દર્શન થકી સુખ પામું હુ આંહિ.

( ૩ )

ભેરવ.

આ ...જાગીએ મહાદેવ પ્યારા .......
વિભુ હમારા, સેવકને દુઃખ મુક્ત કરાવો,
સેવક સગે રહો ઉમંગે,
સેવક પર તમ સમાન થાવા.
જાગીએ ... આ....એ....જાગીએ.

( ૪ )

ભેરવ.

ભિમેશ્વર ઇશા મહાત્મ અદ્રિશા ગહન ગતિ ભિમેશ્વરા
છો ભિમેશ્વર અનાદિ હર, દિવ્ય બાણુ ભિમેશ્વર;
અવિચળ ઉત્તમ છે ધામ, તાપી સરિતા દક્ષિણુ મુકામ.
જય કૃપાળુ ભિમેશ્વરા ૧
જેનો તમે ગ્રહ્યો છે હાથ, તે કોઇથી નહિ મરે નાથ.
ત્રિલોકના તમ તમો છો નાથ, એ નિતીત્વ ભિમેશ્વર
સાક્ષાત.
ભામેશ્વર ઇશા મહાત્મ અદ્રિશા, ગહન ગતિ
ભિમેશ્વરા. ૨.

( ૫ )

## પંચ .

મને પ્યારી લાગે છબી હાં ..
છબી સુંદીર ઉમીયા વરની.
જટા ગંગ વાગાંબર છાજે,
ગળે રૂદ્રંનકી માલા.
હિમાલય ગિરીપર ગાન કરે,
હર ઉમિઆવર રૂપાળા મને પ્યારી
ગૌવર્ણ તેજ તડિત મનોહર,
દુઃખ હરંતા વિષધર.
પંચામૃત સ્નાન કર્ત્તા,
હર ભાવથી ભૂજ ભરતા. મને પ્યારી.

( ૬ )

## ભેરવી.

મારા સ્વામિ ઉમાપતિ હર ગુણ નિધાન.
ઉમા મહાદેવ ગણપતિ નંદી ભંગી ગણ.
ચમર ઢોળાવે ચંદ્ર આઠે જામ . .મારા.. .સ્વામિ.

( ૭ )

તાપી નદે ભિમેશ્વર હરે હરે.
પાણીની લ્હેરો ફરે ફરે

શશિકળા જળ નિર્મળાં જય કળા
તાપી નદે ભિમેશ્વરા હરે હરે.

( ૮ )

## હરિ ગીતની સાખી.

હે ! મન ભમરા શિવ જપો ભાવે,
આદ્ય અનાદિ કાળના ઇશ સર્વના દેવાધિ
દેવ કહાવે.
મનુષ્ય જન્મ ફરી ફરી નહિ આવે,
સંસારમા સિધ્ધને લલચાવે.
હે ! મન ભમરા.

( ૯ )

## ધીમા ધીમા ચાલોને.

ધીમા ધીમા ધ્યાન ધરોને સરજન હારનું રે,
સ્મરણથી ભવ સંસાર તરી જાશે તે.
આપનો જન્મારો સફળ થાશે,
મનશા દેહ વારવાર નહિ હોશે
ઓ મનુષ્યો ? ચતુર સુજાણુરે—ધીમા ધીમા૦ ૧

## સાખી

સત્ય સમુદ્ર જેટલી સાહી કરીને પૃથ્વી જેટલા પૃષ્ટ હોય
સરજનહારના ગુણ સદા કાળ સારદા
લખ્યા કરે પારન પામે કોઇ

૫૦૦ - ૮

(૧૦)

## ભેરવી—સાખી.

શિવ ધર્મ છોડીને જે કોઈ જાય,
અવર ધર્મમાં અતિ ઘણા અથડાય.
પરતાવુ પડશે પાછળ થકી,
અવર ધર્મ નાશવંત નકી. ૧
જયગિરી ગીરનાર પતિ, ગુરૂદત્ત વિજયકારી,
ઘનનન ઘંટ શિખરે બાજે.
બાજત શંખનાદ કારી,
તમ સ્મરણ કરે જે કોઈજન ભવ
સંસાર જાય તારી- જય૦ ૨

(૧૩)

## અવસાન.

### શાર્દુલ વિક્રીડિત છંદ.

निशदिन स्तुति करे गीरिपति, उमापति शंकरम ।
निर्विकारों स्नि जटाधरो स्नि त्व सतिस्ति उमापति ॥
कला अकलास्ति तव: ख्याति पराजयते जन: कवि ।
प्रात: मम शिव नमो स्तुते यच्छामि सदा सद् बुद्धि ॥